૭૮૬



# આરામ.



મોહર્રમ-૧૩૪૬ હિજરી. | જુલાઇ ૧૯૨૭. ઇ. સ.



૭૮૬





# ચાર-ઇમામ.


લખનાર અને છપાવનાર.

**મીયાં કમરૂદ્દીન.**

નિઝામીયા મદ્રસા, મેમનવાડા રોડ,

મુંબઇ ૯.



મોહરમ-૧૩૪૬ હિજરી.

જુલાઇ ૧૯૧૭. ઇ. સ.

# અર્પણ પત્રીકા.



મહેરબાન મુરબ્બી,

જનાબ શેઠ હાજી ગુલામ મહુંમદ આઝમ સાહેબ, ખુદાના ફઝલ-વ-કરમથી, અને નસીબના પ્રતાપે, આપ બળ, અને બાહોશીથી, શાહ વેપારીની પંક્તિએ પહોંચી આપે પુષ્કળ નામના મેળવી છે તેમજ પોતાની નેક કમાણીમાંથી લાખો રૂપીઆ જાહેર અને છુપી રીતે કેળવણી માટે આપ્યા છે મુસ્લીમ હાઈ સ્કુલ પંચગની, દારૂલ ઉલુમ દેવબંદ, દિલ્હી તથા ગુજરાતના મદરસાઓની મદદ કરી દુન્યવી અને દીની કેળવણીને ઉત્તેજન આપી પોતાનું નામ અમર કર્યું છે. ઇસ્લામના ચાર સાચા ભોમીઆ અર્થાત ઇમામોના ટુંક જીવન વૃત્તાંતની ચોપડી આપના નામ સાથે જોડીને મારા તરફનો પ્રેમભાવ બતાવવા મને ખુશી થાય છે.

મેમનવાડા રોડ
મુંબઇ-૯

દુઆગો,
મીયાં કમરૂદ્દીન.

# ચાર ઇમામ.

"ખુદા જેને વિષે ભલાઇ ચાહે છે તેને દીનની સમજ આપે છે."

—કુરઆને હકીમ.

ખુદાએ પાક સર્વે પ્રકારની તઅરીફને પાત્ર છે. તેના દરૂદ હઝરત મુહમ્મદ ઉપર અને તેમના બધા સહાબીઓ અને તેમને પુઠે ચાલનાર સર્વ ઉપર નાઝિલ થાઓ.

ખુદાપાક તરફથી નીતિને માર્ગે ચાલવા માટે જે સત્યનો માર્ગ નિર્માણ કરવામાં આવ્યો છે, તેને "દીને ઈસ્લામ" કહેવામાં આવે છે. "દીને ઇસ્લામ ખુદાનો ખરો ધર્મ છે." એ ધર્મ માનનારા મુસલમાનો કહેવાય છે.

ઈસ્લામને વળગી રહેવાનો ઉપદેશ કરવા માટે હઝરત આદમ (અ૦) થી હઝરત મુહમ્મદ (સ૦ અ૦ વ૦) સુધી ૧૨૪૦૦૦ પયગમ્બરો અને નબીઓ ઝાહિર થઇ ગયા છે. હઝરત મુહમ્મદ (સ૦ અ૦ વ૦) તમામ નબીઓના ખત્મ કરનાર હોવાથી એટલે એની પાછળ કોઇ નવો નબી કે પયગમ્બર ઝાહિર થનાર ન હોવાથી, ઇસ્લામને એક સંપૂર્ણ ધર્મ કહેવામાં આવ્યું છે. કેમકે કુરઆને-શરીફ (પવિત્ર ઇલાહી કિતાબ) ઇસ્લામ ધર્મનું મૂળ છે; તે દુન્યામાં મવજૂદ છે ખુદાએ પાકના પાક કલામથી જે શરીઅત ઝાહિર થઇ છે તે કિયામત સુધી ટકી રહેશે.

શરીઅતનો ઉપદેશ કરવાનું કામ ઇસ્લામી વિદ્વાનોપર આવી પડયું છે એજ માટે હઝરત રસૂલે ખુદા (સ૦) એ ફરમાવ્યું છે કે "મારી ઉમ્મતના આલિમો બની ઇસરાઇલનાં નબીઓ જેમ છે." આજસુધી થઇ ગયલા ઘણા ઇસ્લામી વિદ્વાનોએ ઇસ્લામની જે સેવાઓ બજાવી છે તે ધ્યાનમાં લેતાં ઉપર ટાંકી બતાવવામાં આવેલી હદીસની સત્યતા ઝાહિર થાય છે. ઈસ્લામી સેવા બજાવનારા વિદ્વાનોમાં ખાસ-કરીને ચાર ઈમામોએ (ઈમામ અબૂ હનીફા, (૨) ઇમામ શાફઇ, (૩) ઇમામ હંબલ અને (૪) ઇમામ માલિકે) બજાવેલી સેવાઓ દુન્યામાં હમેશાં જળવાઇ રહેશે. ઈમામોનું નમૂનેદાર જીવનવૃત્તાંત જાણવાની આપણને ઘણી જરૂર છે.

## મુસલમાનો પંથોમાં કેમ વહેંચાઇ ગયા ?

હઝરત મુહંમદ (સ૦ અ૦ વ૦) એ કાફિરો, મુશરિકો અને યાહુદીઓના તરેહ તરેહના સંકટો વેઠી ઇસ્લામ ધર્મને જગાડયો. એમની વફાત બાદ એમના ચાર ખલીફાઓ (રિ૦) થી તેની ચઢતી થઇ. તેમના બોધથી ઇસ્લામ ઘણો આગળ પડતો થયો. ત્રીજા ખલીફા હઝરત ઉસમાન (૨૦) ના અને ચોથા ખલીફા હઝરત અલી (૨૦) ના સમયમાં મુસલમાનોમાં કેટલીક રાજ્યદ્વારી બાબતોને લીધે શત્રુતાના બી રોપાયાથી મુસલમાનોમાં પરસ્પર અત્યંત સ્નેહમાં થોડો ઘણો ફરક આવવા પામ્યો હતો. આગળ જતાં

એ મતફેરે એટલું ગંભીર રૂપ પકડયું હતું કે પ્રજાકીય ખિલાફત બાદશાહતમાં ફેરવાઈ ગઇ હતી. એ બાદશાહત સ્થપાયાથી રાજકાવત્રાં થવા લાગ્યાં હતાં. હઝરત ઇમામ હુસયન (રઝ) અને યઝીદ વચ્ચે એક ખુનખાર લડાઇ થઈ હતી. જેમાં હઝરત ઈમામ હુસયન (રઝ) યઝીદ જેવા પાપી માણસની રાજ-સત્તાને માન્ય ન રાખતાં સચ્ચાઇ માટે જવાંમર્દી દેખાડી પોતાની પવિત્ર ઝિંદગી ખુદાની રાહમાં કુરબાન કરી હમેશા માટે પોતાનું નામ અમર કરી ગયા. અને યઝીદે સૈયિદ હત્યા કરી કિયામત સુધી પોતાની આબરૂમાં કલંક લગાડયો.

આ સમયથી મુસલમાનોમાં શત્રુતાનું મૂળ પેસ્યું અને તેઓ બે ટોળામાં વહેંચાઇ ગયા એજ બે ટોળામાંના લોકો એટલે શીઆ અને સુન્નીઓ વારંવાર બાથે બાથ લડતાં, એટલુંજ નહિ પણ એક બીજા સામે તલવાર ખેંચી પ્રાણ લેવા તત્પર થઇ જતા હતા. જુમ્માના ખુત્બામાં ખુદા અને રસૂલની તઅરીફ સાથે અસહાબો અને ઈમા-મોપર લઅન તઅન કરતા દેખાતા હતા.

આખરે સ૦ હિ૦ ૯૯ માં મરવાન ખાનદાનના ખલીફા નામે સુલેમાન મરણ પામવાથી એમની વસીયત મૂજબ હઝરત ઉમર બિન અબદુલ અઝીઝ ખિલાફતની ગાદીએ બિરાજ્યા હતા. તેમણે ગાદીનશીન થવા સાથેજ શીઆ-સુન્ની ઝગડાને વખોડી કાઢયું હતું. હઝરત અલી તથા અહલે બયતનું માન જાળવવા માટે ફરમાન બહાર પાડયું

હતું. બસ, આ ફરમાન પછી સુન્નીઓ અહલે બયતને એટલાજ માનની નજરે જોવા લાગ્યા હતા. જેટલા કે અસહાબોને જોતા હતા આજે પણ તેઓ સહાબા અને અહલે બયતને એકસરખું માન આપે છે. એજ મુબારક સમયમાં ઇમામ અબૂ હનીફા અને બીજા ઇમામ મવજૂદ હતા.

જેમ ઇસ્લામે બીજા સૈકામાં પગ મૂકયો તેમ, તેના જ્ઞાનનો બોધ કરનારા ઇમામો પણ ઝાહિર થયા. એ ઇમામોએ બીજા મહાન આલિમોથી ઉત્તમ ધાર્મિક કેળવણી પ્રાપ્ત કરી, પોતાની વિદ્વતાને લીધે ઇમામો કહેવાયા.

## અહલે સુન્નત-વલ-જમાઅતના ચાર ઇમામ !

અહલે સુન્નત-વલ-જમાઅતમાં ચાર મઝહબ સમાયલા છે. એ ચાર મઝહબના સંસ્થાપક ચાર ઇમામો છે.

( ૧ ) હનફી મઝહબના ઇમામ હઝરત નુઅમાન બિન, સાબિત ઉર્ફે ઇમામ અબૂ હનીફા.

( ૨ ) શાફઇ મઝહબના હઝરત મુહમ્મદ બિન ઇદ્રીસ ઉર્ફે ઇમામ શાફઇ

( ૩ ) માલિકી મઝહબના હઝરત માલિક બિન અન્સ

( ૪ ) હંબલી મઝહબના હઝરત અહમદ બિન હંબલ

આ ચાર મઝહબોમાં હનફી મઝહબ ઘણો આગળ પડતો થયલો છે કેમકે આજસુધી થઇ ગયલા ખલીફાઓ અને બીજા ઘણા ઇસ્લામી બાદશાહો એજ મઝહબના માનનારા હતા. એ વડા ઇમામનું જીવનચરિત્ર નીચે મૂજબ છે.

# હઝરત ઇમામ અબુ હનીફહ (ર૦) હનફી મઝહબના સંસ્થાપક

આજકાલ ઇમામ અબૂ હનીફાનું નામ ઇસ્લામી જગતમાં એક છેડાથી બીજા છેડા સુધી ઘેર ઘેર જાણીતું થઇ રહયું છે. એ લોકપ્રિય ઈમામનો જન્મ કુફા શહેરમાં સ. હિ ૮૦ માં થયો હતો. તેમના પિતાનું નામ સાબિત અને દાદાનું ઝોતી હતું.

ઝોતી ઇરાનના રહેવાસી અને હુરમઝ નવશીરવાનના વંશમાંથી ઉતરી આવેલા હતા.

ઇરાનમાં તે એક શ્રીમંત વેપારી હતા. તે ઘણા દયાળુ, ઉદાર અને ધાર્મિક હતા. તે જરથોસ્તી ધર્મ પાળતા હતા

ખુલફાએ રાશિદીનના સમયમાં ઇસ્લામ, અરબસ્તાન ઉપરાંત સીરિયા, ઉત્તર આફ્રિકા અને ઇરાનમાં સ્થાપન થયું. અસંખ્ય લોકો ઈસ્લામના સદગુણોને વશ થઈ, ઈસ્લામ ધર્મ સ્વીકારવા લાગ્યા હતા. એજ લોકો પૈકી ઝોતી પણ હતા ઇસ્લામ ધર્મ તરફ તેમનો મોહ વધ્યો અને તેમણે ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો હતો, મુસલમાન થયા બાદ તેમણે પોતાના કુટુંબ સાથે કુફા શહેર તરફ કુચ કરી હતી કુફા ખિલાફતનું મુખ્ય શહેર હતું. હઝરત અલી (ર૦) ખિલાફતના તખ્તપર બિરાજેલા હતા. કુફામાં આવ્યા પછી તેમણે

એક દુકાન માંડી વેપાર શરૂ કર્યો. તેમાં તેમને સારો લાભ થયો. એથી તેમણે કુફામાંજ કુટુંબ સાથે રહેવાનો નિશ્ચય કર્યો.

થોડા મહીના બાદ અલ્લાહની મહેરબાનીથી તેમને એક પુત્ર થયો. તેનું નામ તેમણે સાબિત પાડયું.

ઝોતી હઝરત અલી (રઝ) ને ઘણા માનની નઝરથી જોતા હતા. નિયમિત એમના દરબારમાં જતા હતા એક દહાડે સાબિતને ગોદમાં લઇ દરબારમાં ગયા અને બાળકને હઝરત અલી (રઝ)ના ખોળામાં નાખી દીધું.

તેઓએ બાળકને ચુંબન આપી તેનું ભવિષ્ય સારૂં નીવડે, એવી દુઆ કરી હતી.

મદ્રસહમાં બેસી 'સાબિત' લખતાં વાંચતાં શીખ્યો અને પછી બાપ સાથે ધંધે વળગ્યો તે વયમાં આવ્યો, ત્યારે ઝોતીએ તેનું લગ્ન પણ કરી દીધું સંસારમાં જોડાયાને થોડાક દિવસ થયા એટલામાં ઝોતી મરણ પામ્યા હતા. બાપના મરણ કેડે સાબિતે ઘણા પ્રમાણિકપણે ધંધો કર્યો. તે અક્કલવાળો તથા નસીબદાર હતો. તેથી પોતાના ધંધામાં દિવસે દિવસે ફાવતો ગયો. અલ્લાહની મહેરબાનીથી તેમને સ. હિ. ૮૦ માં એક પુત્ર થયો. તેનું નામ તેમણે "નુઅ-માન" પાડયું, જે મોટી ઉમરે પુગ્યા પછી ઇમામ અબૂ હનીફાના નામથી પ્રખ્યાત થયો હતો.

# ઇમામ અબુહનીફાનું અભ્યાસ.

નાનપણથીજ ઈમામ સાહેબમાં અસાધારણ વિચારશકિત હતી, પણ ૧૬ વરસની ઉમર થયા સુધી એમને કેળવણી પ્રાપ્ત કરવાનો પ્રસંગ મળી શકયો નહિ; કેમકે ઇસ્લામી બાદશાહોની જુલ્મી અને ભૂલભરેલી રાજ્યનીતિના પરિણામે મદ્રસાઓની હાલત ઘણી કઢંગી થઇ પડી હતી. જૂજ વિદ્વાનો પોતાના ઘરોમાં વિદ્યાના શવકીનોને હદીસ અને કુરઆન શરીફનું ઇલ્મ શીખવતા હતા. એનેજ લીધે ઇમામ સાહેબની ઝિંદગીનો અમૂલ્ય ભાગ અજ્ઞાનતામાં ગુઝરવા પામ્યો હતો.

હિ. સ. ૯૫ માં હુજ્જાજ અને હિ. સ. ૯૬ માં વલીદના મરણ પછી સુલેમાન અબદુલ મલિક નામે ખલીફા ગાદીએ બેઠા. એ નામદાર ખલીફા ઘણા ભકત અને વિદ્યા તરફ લાગણી ધરાવનારા હતા. એમના પ્રધાન, ઉમર બિન અબદુલ અઝીઝ નામે ઘણા હોશયાર ઇસ્લામના સાચા ખાદિમ હતા. એ બંનેના સારા રાજ્ય અમલથી મુસલમાનોમાં ધાર્મિક ઉત્સાહ ફરીથી ઉત્પન્ન થવા પામ્યો. જગેજગ ઇસ્લામી મદ્રસાઓ ઉઘાડવામાં આવ્યાં હતાં. ઇસ્લામી તઅલીમનો બુજાયલો દીવો સળગવા પામ્યો હતો. લોકોમાં અરસપરસ અત્યંત સ્નેહ ફેલાયો હતો. તેથી હઝરત નુઅમાન કે ઇમામ અબૂહનીફા [૨૦] નો યુગ ઘણો મુબારક યુગ સાબિત થયો. કેમકે ઉપર લખ્યા પ્રમાણે બે નેક

ખલીફાઓના રાજ્ય અમલથી ઇલ્મના ઝરા વહેતા થયા હતા. એઓ જુવાનીમાં આવ્યા ત્યાં સુધી કાંઈ વિદ્યાભ્યાસ કર્યો હતો નહિ છતાં, વિદ્વાનોના વાદવિવાદ સાંભળતા, અને પોતાનું વેપાર પ્રમાણિકપણે કરતા હતા. એમની અસાધારણ વિચારશકિતની વાહવાહ આખા કુફા શહેરમાં બોલાવાતી હતી તે શહેરના વડા વિદ્વાન હઝરત ઈમામ શુઅબીએ વિદ્યાભ્યાસ તરફ એમનું મન દોર્યું. આથી તેમને ભણવામાં જય પ્રાપ્ત કરવાનું મન થયું હોય, એમ લાગે છે. કેમકે ત્યાર પછી તે મદ્રસામાં દાખલ થયા અને વર્ગમાં ઘણા ઉંચા અને છેવટે પહેલા રહેવાને ભાગ્યશાળી નીવડયા.

ઇમામ શુઅબી ઘણા બુઝુર્ગ અને ઈલ્મે હદીસના ઉસ્તાદ હતા એઓએ ૫૦૦ સહાબાનો દીદાર કર્યા હતા.

એક બીજી રીતે પણ ઇમામ સાહેબનો સમય ઘણો મુબારક સમય હતો. કેમકે તે હોશયારીમાં આવ્યા ત્યાં સુધી ૪ અસહાબો (જેઓએ હઝરત રસૂલુલ્લાહને પોતાની આંખે જોઇ સહાબી હોવાનું માન ખાટયું હતું) હજી જીવતા હતા. જેમકે એ સહાબીઓની વફાતના સનથી મઅલૂમ પડે છે.

હઝરત જાબિર (૨૦) સ. હિ. ૯૧ માં
,, સુહેલ (૨૦) ,, ,, ,, ,,
,, અન્સ (૨૦) ,, ,, ૯૩ ,,
,, અબૂતુફેલ (૨૦) ,, ,, ૧૦૦ ,,

એ સહાબાઓના દીદારથી ઇમામ સાહેબ તાબઇનના દરજ્જામાં દાખલ થયા હતા. અને બીજા ઘણા જલીલુલ કદર તાબઇનોથી ઇલ્મે હદીસ પ્રાપ્ત કરી, તેમના શિષ્ય હોવાની મગરૂરી પણ તેમણે મેળવી હતી.

ઇમામ અબૂ હનીફાએ પહેલાં કુફાના વડા આલિમ હઝરત શુઅબી, તે પછી હઝરત હમ્માદ અને ત્યાર બાદ બસરાના વડા મુફતી હઝરત કતદહ (૨૦) થી ઈલ્મ હાસિલ કર્યો હતો. આ બંને ઉસ્તાદોની મહેનતથી ઇમામ સાહેબે થોડાક અરસામાં ઇલ્મે હદીસ ઇલ્મે કલામ પર અચ્છો કાબૂ મેળવ્યો હતો. બીજા મત ધરાવનારાઓ સાથે શાસ્ત્રાર્થ કરવામાં પણ ખુબ નામના મેળવી હતી. એમની વાણીમાં એટલો રસ હતો કે શ્રોતા ભાષણ સમાપ્ત થયા પહેલાં જગા પરથી ઉઠતા નહિ. એમની દિનપર દિન વધતી જતી ખ્યાતી જોઇ ઉસ્તાદો પણ ઘણા ખુશ થયા હતા

## યુનીવર્સિટીથી સર્ટીફિકેટ મળી.

કૂફા તથા બસરાથી ઈલ્મે હદીસ અને બીજા ઇલ્મો પ્રાપ્ત કરી તે નામદાર મક્કા શરીફ ભણી ગયા હતા. ત્યાં એક ઇસ્લામી યુનીવર્સિટી હતી. જેમાં હઝરત અતા (૨) જેવા મહાન વિદ્વાન અને મુજતહિદ ઉચ્ચા પ્રકારનું અરબી શિક્ષણ આપતા હતા. એઓની ખિદમતમાં થોડા વરસો રહી ઈલ્મ પ્રાપ્ત કર્યાની સર્ટીફિકેટ મેળવીને ઈમામ સાહેબ મદીનહ શરીફ ગયા હતા. જ્યાં પણ ઘણા આલિ-

મોથી વધુ ઈલ્મ શીખી, ઈલ્મે હદીસમાં પૂરા હોશયાર હોવાની સનદ મેળવી હતી.

## વડા શિક્ષક તરીકે નીમણુંક.

વિદ્યાભ્યાસ પૂરો કરી, એઓ કૂફા ભણી પાછા વળ્યા હતા ત્યાંના આલિમોએ તેમનો ઉત્તમ આદરસત્કાર કર્યો હતો. એમના ઉસ્તાદ હઝરત હમ્માદ જો કોઇ ઠેકાણે બહાર જતા તો, પોતાની જગ્યાપર એમનેજ બેસાડી જતા હતા. ઉસ્તાદના પાછા આવ્યા સુધી એઓ શિષ્યોને એવું ઉત્તમ રીતે શીખવતા કે તેઓ ખુશ ખુશ થઈ જતા હતા. એમની શીખવવાની ઘણી ઉત્તમ પ્રકૃતિ જોઇને કૂફાના મદરસાના કાર્યવાહકોએ એમને શિક્ષક તરીકે નીમવાની મરજી જાહિર કરી, પણ એમણે માન્ય રાખી નહિ અને કહ્યું કે : મારા " મહા વિદ્વાન ઉસ્તાદ હમ્માદની ઝિંદગીમાં હું શિક્ષક થવા પાત્ર નથી."

એમણે એ બોલ બરાબર પળ્યો જ્યાં લગી હઝરત હમ્માદ જીવતા રહ્યા, ભણાવવાનું કામ શરૂ કર્યું નહિ. એમ આશરે ૪૦ વર્ષની ઉમર થયા સુધી ભણાવવાના કામથી અલગજ રહ્યા; પરંતુ થોડા દહાડા પછી હઝરત હમ્માદનું અકાળ મરણ નીપજવાથી આલિમોએ તેમની જગ્યા પર એમને સ. હી. ૧૨૦ માં કુફાના મોટા મદરસામાં વડા શિક્ષક તરીકે નીમ્યા હતા.

## ઇમામ સાહેબે ઈસ્લામને જગાડી દીધું.

ખુલફાએ રાશેદીનની વફાત બાદ ઈસ્લામીઓ ઘણા અંધકારમાં આવી ગયા હતા. બીજા સૈકામાં ઈસ્લામીઓ પાછા જાગૃતિમાં આવ્યા આ સૈકામાં ઘણા ઉપદેશ કરનારા પયદા થયા. જેમાં હઝરત નુઅમાને ઘણો આગળ પડતો ભાગ લીધો. એમણે મદરસામાં થોડા વર્ષો સુધી વિદ્યાર્થીઓને એવું ઉત્તમ શિક્ષણ આપ્યું કે આસપાસના ઘણા મદરસાઓ તુટી ગયા અને ત્યાંના વિદ્યાર્થીઓ એમના મદરસામાં દાખલ થયા હતા. એમ હઝારો વિદ્યાર્થીઓ એમની પાસે શીખવા લાગ્યા હતા. એ વિદ્યાર્થીઓ ઇલ્મમાં પ્રવીણ થઇ ઈસ્લામી દેશોમાં પ્રસરી જઇ પોતાના ઉસ્તાદની વિદ્વતાની વાહ વાહ કરાવા લાગ્યા. જેથી થોડાક વર્ષોમાં મક્કહ શરીફ, મદીનહ મુનવ્વરહ, સીરીયા, સ્પેન, બુખારા, સમરકંદ વગેરે વગેરે દૂર દૂર દેશોના વિદ્યાર્થીઓ કૂફામાં નઝરે પડવા લાગ્યા હતા. એમના શિષ્યો પણ ઉસ્તાદ જેવા હોશયાર અને ધર્મના સેવક સાબિત થયા. તેઓએ પણ જ્ઞાન પ્રચારમાં સારો ભાગ લીધો. તેનો વિગતવાર હેવાલ ઇસ્લામી કિતાબો વાંચવાથી મઅલૂમ પડે છે ઇમામ સાહેબે ઇલ્મને સજીવન કર્યું, તે અગાઉ એમને એક સ્વપ્નું આવ્યું હતું.

## ઈમામ સાહેબને આવેલું સ્વપ્નું.

એક રાત્રે એઓ સુતેલા હતા, ત્યારે એમને એવું

સ્વપ્નું આવ્યું હતું કે "એઓ હઝરત રસૂલે ખુદા (સ૦ અ૦ વ૦) ની કબર ખોદી રહ્યા છે." આ સ્વપ્નાથી એઓ ઘણા ભયભીત થઇ મનમાં વિચાર કરવા લાગ્યા હતા કે ખુદા જાણે મારાથી શી તકસીર અથવા બેઅદબી થઇ ગઇ છે.

કેટલાક વિદ્વાનો પાસે જઇ એઓએ સ્વપ્નું બયાન કર્યું, પરંતુ કોઈ તેની તાબીર કહી શકયો હતો નહિ. આખરે એક બુઝુર્ગે એની તાબીર નીચે મૂજબ કહી હતી

"રસૂલુલ્લાહના ઈલ્મને તમે સજીવન કરશો." બન્યું પણ એમજ. થોડાક મહીના વિત્યા બાદ ઉપરની તાબીર મૂજબ એઓ મદરસાના વડા શિક્ષક તરીકે નીમાયા હતા તેમણે તન, મન અને ધનથી જ્ઞાન માર્ગનો ઉપદેશ કરી ઠીક ખ્યાતી મેળવી હતી.

## ફત્વો આપવાની શરૂઆત.

ઇલ્મે દીન શીખવવા સાથે ઈમામ સાહેબે ફત્વો આપવાનું કામ પણ શરૂ કર્યું હતું. ઘણા બારીક પ્રશ્નોનો જવાબ કુરઆન શરીફ અને હદીસ શરીફના હુકમ અનુસાર આપવાની એક નવી શોધ કરી હતી. તેથી લોકો આપને મુજતહિદ અને ઇમામના નામથી બોલાવવા લાગ્યા હતા. એમની આ નવી શોધથી આલિમોમાં બહુ હોહાકાર થઇ રહયો હતો. જે નીચે લખવામાં આવતી બીના વાંચીને તેની હકીકત સ્પષ્ટ રીતે સમજી સકશે.

# હઝરત ઇમામ બાકર સાથે મુલાકાત અને ઇજતિહાદ ઉપર વાદવિવાદ.

ઇમામ સાહેબે બીજી વખત ફરી મક્કહ શરીફ અને મદીનહ મુનવ્વરહની પ્રદક્ષિણા કરી હતી. આ દરમિયાન તેમની મુલાકાત મદીનહ મુનવ્વરહમાં હઝરત ઇમામ બાકર (ર૦) સાથે થઇ હતી ઇમામ સાહેબે તેમની સાથે મુલાકાત કરી તેમના શિષ્ય થવાની મરજી દેખાડી હતી. કેમકે અત્રે હઝરત ઇમામ બાકર (ર૦) જેવા અવલાદે રસૂલ ઇલ્મે નબવીનું શિક્ષણ લોકોને આપતા હતા. ઇમામ સાહેબે પોતે મહા વિદ્વાન હોવા છતાં અવલાદે રસૂલના શિષ્ય થવામાં એક મગરૂરી સમજી હતી ઇમામ સાહેબના ઇજ- તિહાદની ખબર હઝરત ઇમામ બાકર (ર૦) ના કાને એવા ખોટા રૂપમાં પહોંચાડવામાં આવી હતી કે તે નામદાર ઇમામ સાહેબથી ભેટયાની સાથેજ તેઓએ તરત એમને પ્રશ્ન કર્યો હતો કે તમે મારા નાના એટલે હઝરત રસૂલે ખુદા (સ. અ. વ)ની હદીસથી વિરૂદ્ધ મસઅલાઓ લોકોને બતાવો છો, તથા હદીસ કરતાં તમારી બુદ્ધિને ચઢીઆતી ગણી અક્કલથીજ કોઈ પણ મસઅલાનો નિર્ણય કરો છો આ કેવા પ્રકારનો ઇજતિહાદ ?

ઇમામ સાહેબે કહ્યું: તવબા કુરઆન અને હદીસ એટલે ફરમાને રસૂલ (સ૦ અ૦ વ૦) ની વિરૂદ્ધતા કોણ કરી શકે છે! મારા ઇજતિહાદ બાબત તમારા કાને સભ-

બાયલી હકીકત તદ્દન ખોટી હોવી જોઇએ. બે વાત હું પૂછું છું તેનો ઉત્તર તમારા તરફથી મળવો જોઈએ.

"મરદ નબળો છે કે સ્ત્રી?"

હ૦ ઈમામ બાકર: મરદ કરતાં સ્ત્રી નબળી છે.

ઇમામ સાહેબ: વારસામાં મરદનો હક વધારે છે કે સ્ત્રીનો?

હ૦ ઇમામ બાકર: મરદનો.

ઈમામ સાહેબ: જો હું કુરઆન વિરૂધ પોતાનો મત બાંધતે તો મરદ કરતાં સ્ત્રીનો હક વધારે મુકર્રર કરતે કેમકે સ્ત્રી મરદ કરતાં નાતવાન હોય છે. વારૂ, નમાઝ શ્રેષ્ઠ છે કે રોઝો, તે કહેશો?

ઇમામ બાકર: રોઝા કરતાં નમાઝ અફ્ઝલ છે કેમકે નમાઝ દહાડામાં પાંચ વખત પઢવામાં આવે છે અને રોઝા વર્ષમાં એક મહિના માત્ર રાખવામાં આવે છે.

ઇમામ સાહેબ: જો હું હદીસની વિરૂદ્ધ પોતાનો મત ઝાહિર કરતે તો સ્ત્રી માટે માસિક લોહિની ઋતુમાં નમાઝની માફી અને રોઝા નહિ રાખતાં તેમની કઝાનો જે હુકમ છે તે નહિ માનતાં, નમાઝની શ્રેષ્ઠતાના લીધે તેની કઝા અને રોઝાની માફીનો હુકમ લોકોને આપતે. પરંતુ શરીઅતના આધીન થઈ હું તેનો હુકમ માન્ય રાખું છું. મારા ઇજતિહાદ વિષેની ખરી હકીકત આ છે કે કોઇપણ બાબત

સંબંધી જો કુરઆન અને હદીસમાં સ્પષ્ટ રીતે કાંઇ હુકમ મલી ન આવે ત્યારે તેના જેવી બીજી બાબતો વિષે કુરઆન અને હદીસમાં જે જે હુકમો છે તેને અનુસરી લઈ તે બાબતોનો નિર્ણય કરવામાં મારી બુદ્ધિનો ખરેખરો ઉપયોગ કરૂં છું. બીજા બોલોમાં કહીએ તો ઇજતિહાદથી શોધી કાઢેલો મસઅલો અને તેનો જવાબ કુરઆન શરીફ અને હદીસના કાનૂનના પેટા કાનૂન સિવાય બીજું કાંઇ નથી.

ઇજતિહાદ વિષેનો ખુલાસો સાંભળી ઇમામ બાકર ઘણા ખુશ થયા હતા.

ઇમામ અબૂ હનીફા ઇમામ બાકરની હુઝુરમાં ઘણાં દહાડા સુધી રહ્યા હતા.

તેમના ઈલમથી ઘણો ફાયદો હાસિલ કરી પોતાના ઇલ્મમાં અતિ વધારો કર્યો હતો. ઇમામ બાકર (૨૦) ના ફરઝંદ ઇમામ જઅફર (૨૦) ના ઇલ્મથી પણ ઇમામ સાહેબે થોડો ઘણો લાભ લીધો હતો. આ પ્રમાણે આ બે બુઝુર્ગોના શિષ્ય થઈ પોતાની કિર્તિમાં વધારો કર્યો હતો.

(આ હકીકત પરથી અહલે સુન્નત વલ જમાઅતના લોકો અવલાદે રસૂલને કેવા માનની દ્રષ્ટિથી જુએ છે તે પણ ચોકખી રીતે મઅલૂમ થઇ જાય છે. એજ રીતે બીજા ફિરકાવાળાઓ પણ મનમાંથી દ્વેષ ભાવ કાઢી નાંખી ગઇ ગુઝરી ભૂલી જઇ સાચા મુસલમાન થાય, એવી દુઆ છે.

## ધાર્મિક પુસ્તકો રચવાની શરૂઆત.

ઉપરની હકીકત વાંચીને જણાય આવે છે કે ઇસ્લામની ચઢતી બીજા સૈકામાં ફરી થવા માંડી હતી. ઠામ ઠામ મદરસાઓ સ્થપાઇ ગયા હતા, અને ઇસ્લામનો ફેલાવો ધમધોકાર થઈ રહયો હતો અસંખ્ય વિદ્વાનો ઇસ્લામની સેવા બજાવવા તૈયાર થઇ ગયા હતા

સ૦ હી૦ ૧૩૦ પછી ઈસ્લામી વિદ્વાનોએ ધાર્મિક કિતાબો રચવાનું કામ આરંભ્યું હતું. હદીસ, ફિકહ તફસીર, ઈતિહાસ વગેરે વગેરે ઇલ્મો સંબંધી અસંખ્ય પુસ્તકો રચાયા હતાં.

## ઈમામ સાહેબે ઇલ્મે ફિકહ કેમ શોધી કાઢયું ?

ઇમામ સાહેબની ઝિન્દગીનું સોનેરી કામ ઇલ્મે ફિકહ છે, એના લીધેજ એમનું નામ અમર થવા પામ્યું છે. પ્રશ્ન એ છે કે એમને ઇલ્મે ફિકહ સંબંધી કેમ વિચાર પયદા થયો હશે ?

ઇલ્મ શીખતાં અને રાત દિન જે જે મસઅલા એમની સામે આવતા, તે ઉપરથી એમને વિચાર ઉદભવેલો લાગે છે. કુરઆન અને હદીસના હુકમો મૂજબ બીજા મસઅલાનો તોડ શોધી કાઢવાથી લોકોને કેટલો ફાયદો પહોંચશે એનું એમને ભાન થયું હશે. આ કામ ઘણું કઠણ હતું. કેમકે ધર્મમાં એક નવી રીત પેસાડવાનું કામ મુશ્કેલી ભર્યું હોય છે.

આ કામ પાર પાડવા માટે જે યુક્તિથી કામ લીધું તે વખાણવા પાત્ર છે. એની રૂએ કુરઆન અને હદીસમાં બયાન કરેલા હુકમો કે કાનૂનો પરથી પેટા કાનૂનો શોધી કાઢવામાં આવ્યા છે.

ધર્મની બાબતમાં પોતાની બુદ્ધિ પર ભરોસો ન રાખતા ઇમામ સાહેબે પોતાના કેળવાયલા શિષ્યો અને બીજા નામાંકિત આલિમોમાંથી આશરે ૪૦ વિદ્વાનોની ચૂંટણી કરી હતી. કોઇ પણ મસઅલા લખવાની જરૂરત પડતી તો ચૂંટાયલા આલિમોની સભામાં તે રજુ કરવામાં આવતો. સભાસદોમાં તે સંબંધી તકરાર થતી. છેવટે તેના મતો લેવામાં આવતાં અને બહુ મતિથી પસાર થએલોજ મસઅલો એક કાગળ પર લખી લેવામાં આવતો હતો આ મૂજબ કેટલાકના કહ્યા પ્રમાણે છ લાખ અને કેટલાકના મત મુજબ આશરે બાર લાખ મસઅલાનો સંગ્રહ કરી તેને ઇલ્મે ફિકહનું નામ આપવામાં આવ્યું હતું.

ઇમામ અબુ હનીફાની મજલિસે જે મસઅલા તૈયાર કર્યા તે હનફી ફિકહના નામથી ઓળખાય છે. ધીમે ધીમે એ ફીકહ ને ઘણા લોકો માન્ય રાખવા લાગ્યા હતા પોતાના ઈમામ કે સ્વામીઆ તરીકે હજરતનું અમાન ઉર્ફે ઈમામ અબુ હનીફાને કબુલ રાખી હનફી તરીકે પ્રખ્યાત થયા હતા.

## ઇમામ સાહેબની કિર્તિમાં વધારો અને સત્તાધીશોના દિલમાં બળાપો.

જ્યારે ઇમામ સાહેબના શિષ્યોની સંખ્યા હજારો સુધી પહોંચવા લાગી અને લાખો મુસલમાનો એમની ફિકહને કબુલ કરી હનફી તરીકે ઓળખાવા લાગ્યા, ત્યારે સત્તાધીશોના દિલમાં ભય ઉત્પન્ન થયો હતો

અત્રે આ હકીકત લખવી ઘણી ઉપયોગી થઇ પડશે કે ખલીફા સુલેમાન અબ્દુલ મલિકના મરણ પછી તેના વડા પ્રધાન ઉમર બિન અબ્દુલ અઝીઝ ખિલાફતની ગાદીએ બેઠા હતા. અફસોસ કે ત્રણ વર્ષ પુરા નહિ થવા પામ્યા કે સ. હી. ૧૦૧ ના માહે રજજબની ૨૫ મી તારીખે એમનો કાળ થયો હતો, એ નામદાર ખલીફાના અમલ દરમિયાન દેશની ઘણી આબાદી, અને ઇસ્લામની ચઢતી થઇ હતી. એથીજ કરીને ઇતિહાસમાં એમને ખુલફાએ રાશેદીનના પાંચમાં ખલીફા તરીકે ઓળખાવવામાં આવ્યા છે

એમની વફાત બાદ બની ઉમ્મીયહ વંશના બીજા ચાર પાંચ ખલીફાઓ ગાદીએ બેઠા હતા તેમના રાજ્યમાં પાછી અંધાધુંધી શરૂ થઇ હતી. આખરે સ હી ૧૩૧ માં એ વંશનું અંત આવ્યું હતું. સ. હી ૧૩૨ માં બની અબ્બાસના વંશમાંથી ઉતરી આવેલો સફાહ નામનો સરદાર ખિલાફતની ગાદી પર બેઠો બની અબ્બાસ વંશનો આ પહેલો બાદશાહ હતો, તેના રાજ્ય અમલમાં ઘણી ખુના

મરકી અને ખાના ખરાબી થેઇ હતી તેણે બની ઉમ્મીયહના ઘણા લોકોને કત્લ કર્યા હતા. એણે ચાર વર્ષ રાજ્ય કર્યા પછી તે મરણ પામ્યો હતો. અને તેનો નાનો ભાઇ મનસુર અબુ જઅફર નામે ગાદીએ આવ્યો હતો. એણે આલિમોને ઘણા હયરાન કર્યા હતા અને સાદાતની કત્લ ચલાવી હતી. ઈમામ અબુ હનીફા સાથે પ્રપંચ રચી આખરે તેમની ઝિંદગીનું અંત કેમ આણ્યું તેની હકીકત નીચે લખેલી વિગત પરથી માલુમ પડશે. જ્યારે ઈમામ સાહેબની કિર્તિ વધવા લાગી, મનસુરને લાગ્યું કે તેના રાજ્યને ઝરૂર ધકકો પહોંચશે. તેથી પોતાના અમલદારો સાથે મળીને ઇમામ સાહેબની કિર્તિને કલંક લગાડવાને માટે અનેક ઉપાયો શોધવા લગ્યો.

## નાણા ખાતાના પ્રધાન બનાવાથી ઈન્કાર.

મનસુરે કુફાના ગવરનર કે જે ઇમામ સાહેબનો કટ્ટો શતરૂ હતો—હુકમ કર્યો કે ઈમામ અબુ હનીફાને રાજ ના નાણા ખાતાના પ્રધાનનો ઓધ્ધો સ્વીકારવા માટે રાઝી કર. જો તેઓ રાઝી ન થાય તો તેમને ૧૦૦ ફટકા મારવાની શિક્ષા કરજે.

ઈમામ સાહેબ ખલીફાના ઝુલ્મી અમલથી પહેલાથીજ નારાઝ હતા તો આ ઓહદો કેમ કબુલ રાખતા? વળી એઓ કાંઈ ગરીબ હતા નહિ. એમનો લાખો રૂપીઆનો વેપાર ચાલતો હતો. દુર દુર દેશોમાં એમની પેઢીઓ હતી.

ઈમામ સાહેબે પ્રધાન બનવાથી ઈન્કાર કર્યો, તેથી કુફાના ગવરનરે એમને ૧૦૦ ફટકા મરાવ્યા હતાં. આ સઝાથી હઝારો લોકો ઉશકેરાઈ જઈ રાજ્યને તિરસ્કારની નઝરે જોવા લાગ્યા હતા. ઈમામ સાહેબે તો સર્વને શાંતિથી રહેવાનો ઉપદેશ કર્યો હતો.

## કાઝીની પદ્વિ પણ કબુલ કરી નહિ.

જ્યારે ઈમામ સાહેબે નાણા ખાતાના પ્રધાન બનવાથી ઈન્કાર કીધો ત્યારે ખલીફા મનસુર ઘણો શરમાયો હતો. એણે તરત એમને બગદાદ બોલાવી મગાવી ને કહ્યું કે હું તમને કાઝીના ઓહદા પર નિર્માણ કરૂં છું.

ઈમામ સાહેબ: હું અને કાઝીનો ઓહદો? મારી લાયકાત શી?

મનસુર: તમે પાકા વિદ્વાન અને લાખો માણસોના ઈમામ છો, એથી આ ઓહદાના લાયક તમેજ છો.

ઈમામ સાહેબ: હું લાયક નથી. તેથી હું કાઝી બનીશ નહિ. (ઈમામ સાહેબે એટલા માટેજ ઈન્કાર કર્યું હતું કે તેઓ મનસુર જેવા નિર્દય ઘાતકી પાદશાહના મદદગાર થવા માગતા ન હતા)

મનસુર-તમો જુઠ્ઠા છો.

ઈમામ સાહેબ: જુઠ્ઠો માણસ કાઝી થવા લાયકજ નથી.

મનસુર : (ગુસ્સામાં) તમને કાઝી થવુંજ પડશે: નહિ તો કયદમાં પુરવાનો હુકમ કરીશ.

ઇમામ સાહેબ: કાઝી થવા કરતાં કયદખાનામાં જવું એ મને વધારે પસંદ છે.

## ઇમામ સાહેબ કયદખાનામાં પુરાયા.

મનસુરે પોતાનું કહેવું પુરૂં કર્યું. એમને સ. હી. ૧૪૬ માં કયદખાનામાં પુરી દીધા. આ ખબર વીજળી વેગે શહેરમાં ફેલાઈ ગઇ અને કુફામાં પણ ખબર પહોંચી. લોકોમાં ઉશકેરણીના ચિન્હો દેખાવા લાગ્યા. તેથી મનસુર ઘણો ગભરાયો. ઇમામ સાહેબે તરત એક એવું હુકમનામું બહાર પાડયું કે " મુસલમાનો ! બળવો કરી મારી નામોશી કરશો નહિ તમે ધીરજ પકડો. ખુદા પાક મારી જે કસોટી કરી રહયો છે, તેમાં હું ફત્તેહમંદ ઉતરૂ, એવી દુઆ કરો."

આ હુકમનામું સાંભળી મુસલમાનો શાંત થયા હતા કોઈ પ્રકારનો બળવો કર્યો નહતો એ હુકમનામાથી મનસુર ખલીફા ઉપર પણ સારી છાપ બેસી હતી. ઈમામ સાહેબ કેવા પ્રમાણીક અને વફાદાર છે તેનો વિચાર આવ્યો હતો તેણે સર્વ કોમને ઇમામ સાહેબથી મુલાકાત કરવાની રજા આપી હતી. વિદ્યાર્થીઓને કયદખાનામાં જઈ તેમની પાસે ઇલ્મ શીખવાની છુટ આપી હતી, તેથી સેંકડો વિદ્યાર્થીએ દરરોજ બંદીખાનામાં જઇ ઈમામ સાહેબથી ઇલ્મ શીખતા

હતા. આ પ્રમાણે કયદખાનું એક યુનીવરસિટીના રૂપમાં બદલાઇ ગયું.

## ઇમામ સાહેબને ઝેર દેવામાં આવ્યું.

કયદખાનામાં પણ ઈમામ સાહેબની કિર્તિ ઘટવાને બદલે વધતી ગઇ, જેથી ખલીફા મનસુર અને તેના નઠારા કારોબારીઓ મનમાં બળવા લાગ્યા હતા. તેઓ એમને કયદખાનામાં પણ જીવવા દેવા ખુશી દેખાયા નહિ તેથી તેઓએ એમનાં ખાણામાં ઝેર ભેળવ્યું એ ઝેરના અસરથી ઇમામ સાહેબ સ. હી. ૧૫૦ ના માહે શાબાનની ૩ જી તારીખે સિજદહની હાલતમાં વફાત પામ્યા હતા. (ર. લિ. વ. ઈ. રા.) ઇમામ સાહેબની વફાતના સમાચાર સાંભળી મુસલમાનો ગમગીન થઈ ગયા હતા. ઘણા માણસો તો તેમના વફાતની ખબર સાંભળતાંજ બેશુદ્ધ થઇ ગયા હતા.

જનાઝહની નમાઝમાં લોકોની એટલી મેદની વધી ગઇ હતી કે જુદે જુદે સ્થળે ૬ વખત નમાઝે જનાઝહ પઢવામાં આવી હતી.

એમની વસીયત મુજબ એમની લાશ બગદાદ નઝદીક ખઝરાન ગામમાં દફનાવવામાં આવી હતી. વર્ષો સુધી લોકો આપના મઝારની ઝિયારત કરવા માટે ટોળાબંધ આવતાં હતાં.

સ. હિ. ૪૫૯ માં સુલતાન અલ અરસલાએ એમની કબ્રપર એક આલીશાન ગુંબદ બનાવ્યું હતું. ત્યાં એમની

યાદગીરીમાં મદ્રસએ નિઝામીયહ નામે એક મદરસો ઉઘાડયો હતો

## ઈમામ અબુ હનીફાની કરામતો.

ઈમામ સાહેબ કેવા ભલા હતા અને તેમનામાં ખુદાની કૃપાથી કેવો ગુણ આવ્યો હતો, તે નીચે લખેલા બનાવો પરથી બરાબર સમજી શકશો.

## એક પાદરીનું મુસલમાન થવું.

ઇમામ સાહેબ નાનપણથીજ શાસ્ત્રાર્થ કરવાના ઘણા શોખીન હતા હજી એમણે વિદ્યાભ્યાસ પુરો નહિ કર્યો હતો કે એક પાદરી સાથે શાસ્ત્રાર્થ કરી તેને દલીલોથી હરાવ્યો હતો.

એ પાદરીના પ્રશ્નો નીચે મુજબ હતા

(૧) ખુદા હમણા શું કરી રહયો છે? (૨) તેનો વાસો કયાં છે? (૩) તેનું મોં કઈ દિશામાં છે? (૪) તેથી પહેલાં શું હતુ?

ઇમામ સાહેબ બોલ્યાઃ હું આ સવાલોના ઉત્તર આપીશ પરંતુ હું ઉત્તર આપનાર અને તું સવાલો પુછનાર હોવાથી, તું ખુરસી પર મગરૂરીથી બેઠો રહે અને હું ઉભો રહુ એ શુ સભ્યતા કહેવાય? એથી તે તરત ઉભો થઇ ગયો હતો. ત્યારે ઇમામ સાહેબે કહ્યુ કે મારૂં ઉભું રહેવું એજ તારા પહેલા પ્રશ્નનો ઉત્તર છે. કેમકે ખુદા પાકે

કૃપ કરી મને આબરૂ બખ્શી અને તને ઉભો કરી તારી મગરૂરી ઉતારી. તારા બીજા પ્રશ્નનો ઉત્તર આ છે કે મનુષ્યના શરીરમાં આત્મા છે પણ તે કયાં છે? તેની જગ્યા જેમ કોઇથી કહી સકાતી નથી તેમ આત્માના સરજન હારનું સ્થાન કોઇથી કહી સકાયજ નહિં. ૩ જા સવાલનો જવાબ આપતાં કહ્યું કે જેમ એક દીવાનું અજવાળું ચોમેર પ્રસરે છે તેમ ખુદા પણ એક નુર છે. તેનાથી આખા જગતમાં અજવાળું ફેલાઈ રહ્યું છે. તેનો મોં કોઇ એક દિશામાં નથી. ચોથા પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું કે જેમ ગણત્રીમાં એકથી પહેલાં કાંઈ નથી તેમ ખુદા પણ એક છે તેની પહેલાં કાંઇ પણ હતું નહિ. પાદરી મુસલમાન થઇ ગયો.

## યહુદીઓનું મુસલમાન થવું.

એક દહાડે બગદાદના ઘણા યહુદીઓનો એક સંઘ ઇમામ સાહેબ પાસે આવ્યો હતો તેના સરદારે એમને એક પ્રશ્નનો ઉત્તર આપવા અર્ઝ કરી હતી. તેણે કહ્યું કે: એક શહેર છે. જેમાં ૬૦ મુહલ્લા છે. જેમાંના ૩૦ ઉજાસવાળા મુહલ્લા છે અને ૩૦ અંધકારવાળા; પરંતુ એ અંધકારવાળા મુહલ્લા પૈકી એક મુહલ્લો હજાર શહેર કરતાં સરસ છે. ત્યારે કહો એ શહેર કયો છે?

ઇમામ સાહેબે ઉત્તર આપ્યો કે તે શહેર દુન્યાના શહેરોમાંથી નથી. તે તો એક મુબારક મહીનો એટલે પવિત્ર રમઝાન માસ છે. તેના ૩૦ દહાડા તેજ તેના ઉજાસવાળા

મુહલ્લા છે અને ત્રીસ અંધકારવાળા મુહલ્લા તે તેની રાતો છે. તે રાતોમાંની એક લયલતુલ કદ્ર નામથી ઓળખાય છે. જે બુઝગીમાં હઝારો મહીના કરતાં અફ્ઝલ છે.

ઇમામ સાહેબનું આ ઉત્તર સાંભળી યહુદીઓ છક થઈ ગયા હતા અને કલ્મો પઢી બધા મુસલમાન થયા હતા.

## ખુદાઇ સત્તાને ન માનનારાઓનું મુસલમાન થવું

ઇમામ અબુ હનીફાના વખતમાં કેટલાક નવા ફિરકાઓ હસ્તીમાં આવ્યા હતા, જેમાંનો એક દહરીયહ નામે ઓળખાતો હતો એ ફિરકાના લોકો ખુદાઇ સત્તાને માનતા નહિ હતા. વળી એવો અકીદો રાખતા હતા કે આ દુન્યા તેમ જગતના સર્વ પદાર્થો એની મેળેજ પયદા થઈ ગયા છે તેમનો ઉત્પન્ન કોઇ ઇશ્વર કે પરમેશ્વર નથી.

દહરીયહ લોકો ઈમામ સાહેબના કટ્ટા શતરૂ હતા. એક દહાડો તેઓની એક ટોળી હાથમાં તલવાર લઈને આવી. તેણે પુછ્યું ઈમામ સાહેબ! "ખુદા છે" તેની કાંઈ દલીલ બતાવો નહિં તો આ તલવારો તમારા ઉપર ચલાવવામાં આવશે.

ઇમામ સાહેબે ધીમે સાદે કહ્યું : સાંભળો ! એક માણસ છે. તેનું કહેવું આમ છે. કે એક દહાડે તે દરયા કાંઠે હતો ત્યારે તેના દીઠામાં આવ્યું કે પવનના તુફાનને લીધે મોજાં પર્વત જેવડા ઉંચા થાય છે. દરયાની આવી ભયંકર

સ્થિતિ હોવા છતાં, એક હોડી ભરદરયે હંકારાઇ જાય છે પરંતુ દંગ કરનાર વાત આ છે કે તે હોડીમાં કોઇ ખલાસી અથવા માણુસ નથી; તો પણ તે સીધી હંકારાતી જાય છે ને તૂફાનથી તેને કાંઈ અડચણ નડતી નથી.

દહરીયા લોકોએ આ વાત સાંભળી અચબો પમતાં કહ્યું: એમ કદી બનતું હશે કે તૂફાનમાં ખલાસીની મદદ વગર ભરદરયે હોડી હંકારાય?

ઇમામ સાહેબે કહ્યું: શાબાશ! જ્યારે એક હોડીને સ્થીર રાખવા માટે એક ખલાસીની જરૂરત હોય છે ત્યારે આ જગત અને તેના પદાર્થો પણ કોઇ સત્તાના તાબામાં હોવા જોઇને. બસ એ મોટી અને અનંત સત્તાને આપણે ખુદા કહીએ છીએ.

ઇમામ સાહેબનો આ ઉત્તર સાંભળી દહરી લોકો પોતાની ખોટી માન્યતાથી પશ્ચાત્તાપ કરી મુસલમાન થઈ ગયા હતા.

## મુનસુરના સ્વપ્નાની તઅબીર.

એક દિવસ ખલીફા મનસુરને એવું સ્વપ્નું આવ્યું હતું કે 'મવતનો ફરિશ્તો મુલાકાતે આવ્યો છે. આ મુલાકાતથી લાભ ઉઠાવી મનસુરે તેમનાથી પોતાની ઉમ્ર કેટલી બાકી રહી છે તે વિષે પ્રશ્ન કર્યો હતો ફ્રિશ્તાએ કાંઈ જવાબ ન આપતાં માત્ર જમણા હાથની પાંચ આંગળીઓ દેખાડી હતી.

ખલીફાએ આ સ્વપ્નાની તઅબીર ઘણાઓથી પુછી હતી પણ કોઈ તેનો ખુલાસો કરી સક્યો ન હતો. આખરે ઇમામ સાહેબ પાસે જઈ તેણે તે સ્વપ્નાની હકીકત પુછી હતી. ઈમામ સાહેબે કહ્યું કે ફ્રિશ્તાએ પાંચ આંગળીઓ દેખાડી, તેનો મતલબ આ છે કે પાંચ ચીઝોના ઇલ્મ સંબંધી ખુદા સિવાય કોઇ જાણકાર નથી. તે પાંચ ચીઝોનું વર્ણન કુરઆન પાકમાં આવ્યું છે. જેમકે (૧) કિયામતના મુકર્રર વખતનું ઇલ્મ, (૨) વરસવાના નિયમિત વખત સંબંધી જ્ઞાન, (૩) હમલવાળી સ્ત્રીના પેટમાં શું છે તેનું સત્ય ઇલ્મ, (૪) માણસ કાલે શું કરશે? તેની ખબર, (૫) મવત કયારે આવશે અને માણસ કયા સ્થાને મરશે, તે સંબંધી માહિતગીરી.

ઇમામ સાહેબના બે વિદ્વાન શિષ્યો (૧) ઇમામ મુહમ્મદ અને (૨) ઇમામ અબુ યૂસુફ પણ ઘણી ખ્યાતી મેળવી ગયા છે. ઈમામ અબુ હનીફા મસઅલાઓ સંબંધી ઘણી ખ્યાતી મેળવી ગયા છે. ફિકહની મજલિસમાં તો એ બંને ઇમામ સાહેબના ખાસ મદદગાર હતા.

# હઝરત ઈમામ માલિક (ર.)

## મઝહબે માલિકીના સંસ્થાપક.

અહલે સુન્નત વલ જમાઅતનો બીજો પંથ માલિકી છે તેના ઈમામ હઝરત માલિક (ર.) છે એ મહા વિદ્વાનનો જન્મ મદીનહ શરીફમાં સ. હી. ૯૩ માં થયો હતો. તેમના જન્મની આશ્ચર્યજનક વાત એવી છે કે તેઓ ત્રણ વર્ષ સુધી માતાના પેટમાં રહ્યા હતા

એમના સમયમાં મદીનહ શરીફમાં કુરઆન શરીફ અને હદીસ શરીફનું ઇલ્મ ઉત્તમ રીતે અપાતું હતું. ઇમામ માલિકે મદીનહ શરીફના એક મદરસહમાં કુરઆન શરીફ શીખ્યા બાદ હદીસ શરીફનો સંપુર્ણ અભ્યાસ કર્યો હતો. તેઓ હઝરત અબુ અબ્દુલ્લાહ નાફે. હઝર ઇમામ જઅફર, મુસ્લિમ બિન ઉબેદુલ્લાહ, રબીઆ બીન ફરરૂખના શિષ્ય હતા આ બુઝુર્ગોની સુહબત મેળવીને તબેઅ તબઇનનું માન ખાટયું હતું.

તેમની વય હજી ૧૭ વર્ષની પુરી નહિ થઇ હતી કે તેમના ઉસ્તાદોએ તેમની કુશળતા જોઇ તેમને હદીસ શરીફ શીખાડવાના કામપર નીમ્યા હતા. બીજા નામાંકિત ૭૦ ઉલમાએ એમને ફત્વો આપવાની સનદ આપી હતી.

તેઓ ઘણી ગરીબાઈમાં ઉછર્યા હતા છતાં ઇલ્મ એટલા શત્રકથી શીખ્યો હતો કે પોતાના ગુજરાન માટે તેમને

રહેવાનું ઘર અને સર્વસ્વ વેચવાની ઝરૂરત પડી હતી. આખરે ઇલ્મે તેમની મદદ કરી, જેથી તેઓ એક શ્રીમંત થઈ ગયા હતા. ઇમામ સાહેબને ચોકખાઇ અને ચોકસાઇથી રહેવાનું ઘણું ગમતું હતું; જ્યારે તેઓ ઇલ્મે હદીસનું શિક્ષણ આપવા માટે બેસતા ત્યારે ન્હાઇ, ધોઈ, સ્વચ્છ લુગડા પહેરી, અત્તર લગાડી અદબથી બેસતા હતા. હઝરત ઇમામ અબુ હનીફા (ર) જો કે ઇમામ માલિક કરતાં ઉમ્રમાં ૧૩ વર્ષ મોટા હતા છતાં જ્યારે તેઓ તેમની પાસે આવતા ત્યારે અદબ કરી તેમની પાસે બેસતા હતા.

હઝરત ઈમામ શાફઇ (ર.) તેમને ઘણી માનની નઝરે જોતા હતા, તેઓ એમના વિષે હમેશ એમજ કહેતા કે જ્યારે "આકાશ પર ઇલ્મે હદીસના તારાઓની મહફિલ થશે ત્યારે ઈમામ માલિક સૌ તારા કરતા મોટો તારો હશે."

## ઇમામ માલિકે બજાવેલી ઉમદા સેવા.

બીજા ઈમામો કરતાં તેઓએ કાંઈક આગળ પડતો ભાગ ભજવ્યો હતો. તેઓએ આશરે ૧૦૦૦ સહીહ હદીસોનો સંગ્રહ કરીને એક કિતાબ રચી. તેનું નામ "મોઅતા' રાખ્યું. આ કિતાબ લોકોને ઘણી પસંદ પડી હતી. હઝાર કરતાં વધુ માણસોએ તેની તાલીમ લીધી હતી આજે પણ ઇસ્લામી વિદ્વાનો 'મોઅતા" ને મો'તબર કિતાબો પૈકી એક ગણે છે.

આ કિતાબ રચીને તેઓએ વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાનું કામ એવી ઉત્તમ રીતે કર્યું હતું કે થોડાક અરસામાં ઈરાક શામ, ઇજિપ્ત, કુફા, બસરહ, મક્કહ શરીફ વગેરે દુર દુર દેશોના વિદ્યાર્થીઓ રસ્તો કાપીને મદીનહ શરીફમાં ઉતરી પડયા હતા.

એક વખતે ખલીફા હારૂન રશીદે ઈમામ માલિકને કહાવી મોકલ્યું હતું કે મારો વિચાર મારા ફરઝંદને ઇલ્મે હદીસ પઢાવવાનો છે. તે ફર્ઝ તમારા સિવાય કોઈ બીજો બજાવી સકે એમ દેખાતો નથી, માટે તમે બગદાદમાં પધારો.

ઇમામ માલિકે જવાબમાં કહાવી મોકલાવ્યું હતું કે "અમીરૂલ મોમિનીન! ઇલ્મ તમારા ઘરથી નીકળ્યો છે. ત્યારે જો તમે તેની ઇઝઝત કરશો તો લોક પણ તેની ઇઝઝત કરશે, અને જ્યારે તમેજ તેને કાંઇ માનની નઝરે જોશો નહિ તો લોક પણ તેની કદર કરશે નહિ. ઇલ્મ કોઇના ઘરમાં જતો નથી, ઉલટા લોક તેની પાસે આવે છે, જેમકે તરસ્યો કુવા પાસે દોડી જાય છે નહિ કે કુવો?

ખલીફા હારૂન રશીદ આ જવાબ સાંભળી ઘણો ખુશ થયો હતો અને પોતાના દીકરાનેજ મદીનામાં જઇ ઇમામના શિષ્ય થવાને કહ્યું હતું.

## ઈમામ મલિકની શ્રીમંતાઇ!

હઝરત ઇમામ શાફઇથી રિવાયત છે કે હઝરત ઈમામ માલિક બિન અન્સની વિદ્વતાની ખ્યાતી સાંભળી હું પણ

મદીનહ શરીફ ગયો હતો. તેઓએ રચેલી કિતાબ ' મોઅતા" તેમની પાસે રહીને મોઢે યાદ કરી હતી. એઓની હાલત ઘણી સારી હતી. એઓ ઘણા કીમતી કપડા પહેરતા હતા. મદરસહમાં મખમલી જાજમો પાથરવામાં અવતી હતી. એમની પાસે એકસો કરતાં વધારે લોંડીઓ, નોકરો અને ચાકરો હતા. અસંખ્ય ખચ્ચરો અને ઘોડા !" એમની માલિકીમાં હોવા છતાં તેઓ કોઇ દહાડે તેમની ઉપર સવાર થતા નહિ.

એક દહાડો હું તેઓની સાથે તેમના તબેલામાં ગયો હતો. જ્યાં ઘણા સારા અરબી ઘોડા નઝરે પડવાથી હું બોલી ઉઠયો કે "ઓહો ! આ કેવા સરસ ઘોડા આ વાકય સાંભળતાંજ તેઓએ મારા ભણી મોં કરીને કહ્યું: શાફઇ ! જા, આ બધા ઘોડા હું તને ભેટ આપું છું. મેં કહ્યું કે: તમે પછી શું કરશો ? ત્યારે એમણે જવાબ આપ્યો હતો કે "શાફઇ ! મેં આજ સુધી કોઇ ઘોડાપર સવારી કરી નથી. કેમકે મદીનહ શરીફની જે ઝમીન ઉપર ખુદાના પ્યારા નબી પગે ચાલ્યા હોય તે પવિત્ર ઝમીન પર હું ઘોડાપર સવાર થઈ ફરૂં એવું કદી બને ? ખચ્ચીત તે મારા માટે શરમની વાત છે. (સુબહાનલ્લાહ ! કેવો અદબ !) ઇમામ માલિક આ પ્રમાણે ઝિન્દગી પર્યંત મદીનહ શરીફનું ઘણું અદબ કરતા હતા. ઝ.ડો, પેશાબ કરવા માટે પવિત્ર શહેરથી ઘણે આઘે ઉજ્જડ જગાએ જતા હતા.

મસ્જિદે નબવીમાં કોઈને મોટા સાદે બોલવા દેતા ન હતા. એક વખતે મનસુરે મસ્જિદે નબવીમાં ગડબડાટ કરી હતી. ત્યારે તેઓએ તરત તેને તેમ નહિ કરવા કહ્યું હતું. હઝરત રસુલુલ્લાહનું અદબ કરી મસ્જિદે નબવીમાં ધીમે આવાજે બોલવા માટે તેને ઉપદેશ કર્યો હતો

## ઈમામ માલિકની વફાત.

તેઓ સ. હી. ૧૭૯ ના માહે રબીઉલ અવ્વલની ૧૧ મી તારીખે ૮૬ વર્ષની ઉમરે આ ફાની દુન્યાથી કુચ કરી ગયા હતા.

## ઇમામ માલિકની કરામત.

ખુદાની મહેરબાનીથી એમનાથી ઘણી કરામતો ઝાહિરમાં આવી હતી. તે પઈકી માત્ર એકજ લખવામાં આવે છે.

મદીનહ શરીફમાં એક ભલા બાઈ ગુઝરી ગયાં. તેને ન્હવડાવવા માટે એક અવરત બોલાવવામાં આવી જ્યારે તેણી તેને ગુસ્લ આપવા લાગી ત્યારે એમ કહ્યું કે તે આ મરનાર બાઈ ઘણી ચડાળ હતી. હજી આ શબ્દો પુરી રીતે તેના મુખેથી નીકળ્યા હતા નહિ કે તેના આંગળા તે લાસ સાથે એવા સજ્જડ ચોંટી ગયા કે બાપડી બુમાબુમ કરવા લાગી લોકોએ આંગળાંને ઝુટા કરવા ઘણા ફાંફાં માર્યા પણ ફોકટ તેથી તેના સગા વ્હાલા તરત ચાલીમાં પાડોશીઓ પાસે દોડી જઇ સઘળી હકીકત કહી અને આંગળા

છુટા થાય તેના ઉપાય પુછયો, પરંતુ કોઈ કાંઇ કહી સકયો નહિ આખરે તેઓ ઇમામ માલિક પાસે ગયા હતા. ઇમામ માલિકે ફરમાવ્યું કે આ મરનાર બાઇ ઘણી નેક બાઇ છે અને ન્હવડાવનાર પોતે નીચ તથા ચંડાળ છે. તેણીએ તેના પર તુહમત મુકી છે. માટે શરીઅતની હદ એટલે તેને ફટકા મારવા જોઇએ લોકોએ આપના કહ્યા મુજબ તરત તેને ફટકા મારવાનું શરૂ કર્યું હતું. પુરા ૮૦ ફટકા થયા કે તેના આગળાં લાશથી પોતેજ છુટા થઇ ગયા હતા.

તે દહાડા પછી લોકો ઈમામ સાહેબને એક વલી સમાન ગણવા લાગ્યા હતા.



# હઝરત ઈમામ શાફેઇ.

## મઝહબે શાફ્ઇના સંસ્થાપક.

અહેલે સુન્નત વલ જમાઅતનો ત્રીજો વર્ણ શાફઈ છે, જેના ઇમામ હઝરત શાફઈ છે. એમનું અસલ નામ, મુહમ્મદ બિન ઇદરીસ છે. એમનો જન્મ સ. હી. ૧૫૦ માં થયો હતો. એઓ હઝરત રસુલુલ્લાહ (સ) ના ખાનદાનમાંથી ઉતરી આવેલા છે.

### શિક્ષણ.

આપે સાત વર્ષની ઉમ્રમાં કુરઆન શરીફ મોઢે યાદ કરી લીધું હતું. ૧૦ વર્ષની ઉમરમાં ઈલ્મે હદીસમાં

પ્રવીણ થઈ ગયા હતા, અને ૧૨ વર્ષની ઉમરે પહોંચ્યા પછી ઇલ્મે ફિકહના પુરા માહીતગાર થઇ ગયા હતા. તેઓ ઉમરમાં આવ્યા કેડે આલિમોએ તેમને ફત્વો આપવાની પરવાનગી આપી હતી આ હકીકત ઉપરથી જણાઇ આવે છે કે એમની સ્મરણ શકિત કેવા આદર્શ પ્રકારની હતી.

## નાનપણઆં આલિમ થઈ જવાનો અસલ ભેદ.

કેટલાક લોકોએ ઇમામ શાફઈથી પ્રશ્ન કર્યો હતો કે તમે આટલી નાની વયમાં મહા વિદ્વાન કેમ થયા ? એમણે ઉત્તર આપતાં કહ્યું હતું કે "આ હઝરત રસુલુલ્લાહ સ. અ વ. ની દુઆની બરકતનું પરિણામ છે. કેમકે હું નાનો હતો ત્યારે એક રાત્રે મારા સ્વપનામાં હઝરત મુહમ્મદ રસુલલ્લાહ (સ. અ. વ.) આવ્યા હતા. તેથી હું ઘણો હરખાયો હતો અને ઉંઘમાંજ બુલંદ આવાઝે લબ્બયક યા રસુલલ્લાહ કહી તેમની પાસે દોડી ગયો હતો હઝરતે મારાથી પુછ્યું કે તું કયા ખાનદાનનો છે. મેં જવાબમાં કહ્યું કે આપના ખાનદાનમાંથીજ ઉતરી આવેલો છું. એટલે મારી જાત સૈયિદ છે. મારા આ બોલ સાંભળી એ નામદારે મને મારૂં મોં ઉઘાડવા ફરમાવ્યું મેં તરત તેમ કર્યું હતું; ત્યારે તે નામદારે પોતાનો મોં મુબારક મારા મુખ સાથે લગાડી થુંક મુબારક મારા મોંમાં નાંખી હતી, જે હું ગળી ગયો હતો પછી મારા હકમાં એવી દુવા ગુઝારી વિદાય થયા હતા કે અલ્લાહ તારા ઇલ્લમમાં બરકત આપે" બસ

તે દહાડા પછી મારી સ્મરણ શકિત એટલી વધી ગઇ હતી કે કોઈ ચોપડી વાંચવાની સાથે મને તે મોઢે યાદ થઇ જતી હતી. અરબી ભાષાપર મેં એટલો કાબુ મેળવ્યો કે અરબ વિદ્વાનો મારી અરબી વાણી સાંભળી અચંબો પામતા હતા.

## મદીનહ શરીફમાં પધરામણી.

ઈમામ માલિકની મુલાકાત કરવાના ઇરાદાથી તેઓ મદીનહ શરીફ ગયા હતા. ત્યાં તેમની સેવામાં કેટલાક મહીના ગુઝારી પોતાના ઈલ્મમાં ઘણો વધારો કર્યો હતો. તેમણે રચેલી કિતાબ "મોઅતા" પુરેપુરી મોઢે યાદ કરી હતી.

ઇમામ માલિક એમની બુદ્ધિ જોઈ ઘણા ખુશ થયા હતા જ્યાં સુધી તેઓ મદીનહમાં રહ્યા હતા ત્યાં સુધી તેમની મીઝબાની તેમણેજ કરી હતી. જ્યારે તેઓ બગદાદ ભણી રવાના થયા હતા ત્યારે ઈમામ માલિકે તેમને ૧૦૦૦ દિરહમની કીમતનું પોષાક, ૩૦૦૦ દિહરમ રોકડા અને ઉંચી જાતના કેટલાક ઘોડા બખ્શિશ તરીકે આપ્યા હતા.

## ઇમામ શાફઇની ખલીફા હારૂન સાથે મુલાકાત.

ઇમામ માલિકથી વિદાય થઈ એમણે તેમની પાસેથી મેળવેલી દવલતથી સીરિયા, ઇરાન અને બીજા દેશોની પ્રદક્ષિણા કરી પાધરા બગદાદ ગયા હતા. આ સફર દરમિ-

યાન તેમણે ફિકહ સંબંધી ઘણી ચોપડીઓ રચી હતી, જે આલિમોને ઘણી પસંદ પડી હતી.

બગદાદમાં પહોંચ્યા પછી ખલીફા હારૂન સાથે મુલાકાત કરી. ખલીફા હારૂન રશીદે એમને સલામ કરી નામ અને ઝાત વિષે પ્રશ્ન કર્યો. ઈમામ શાફઇએ પોતાના વંશનું નામ કહયું. એમની મીઠી વાણી સાંભળી ખલીફા ઘણો ખુશ થયો હતો. તેમની વિદ્વતાની ખબર તો પહેલાથીજ એના કાને પહોંચી ગઈ હતી અને તેણે એમને બગદાદના કાઝીના ઓદ્ધાપર નીમવાની મરજી ઝાહિર કરી. ઇમામ શાફઇએ કહયું કે એવી કઝા કે જેનો દરવાઝો દહાડે ખુલે ને રાત્રે બંધ થાય, હું ચાહતો નથી.

ખલીફા આ ઉત્તર સાંભળીને તેમનો વિચાર શું છે તે જાણી ગયો હતો તેણે એમને ૧૦૦૦ સોનાના સિક્કા બખ્શિશ આપી વિદાય કર્યા હતા. દરબારથી બહાર નીકળતાં બારણા સુધી પહોંચતાં એમણે આ બખ્શિશમાંથી ચોબદારોને થોડો ઈનામ આપ્યો હતો, તેથી તેમની પાસે જુજ રકમ બાકી રહી હતી.

## બગદાદમાં એક મોટા ઓદ્ધાપર નેમણુંક.

ખલીફા હારૂન રશીદથી વિદાય થઇ ઇમામ શાફઇએ બગદાદની એક મસ્જિદમાં ઉતારો કર્યો હતો. એક સવારની

નમાઝ ત્યાંના એક જુવાન ઇમામ પાછળ ગુઝારી તે ઇમામે નમાઝ પઢાવવામાં કાંઈ ભુલ કર્યા છતાં નમાઝનો સલામ કર્યો. ઇમામ શાફઇએ ઉભા થઈ તેને કહ્યું કે ફરીથી નમાઝ પઢાવો કેમકે તમે તમારી સાથે અમારી નમાઝ પણ ખરાબ કરી દીધી છે. એમને હુકમ માની લઇ તેણે ફરી નમાઝ પઢાવી હતી. ત્યારબાદ ઇમામ શાફઇએ તે મસ્જિદમાં ત્રણ વર્ષ સુધી મુકામ કરી નમાઝમાં ભુલ થાપ થવા સંબંધી એક દળદાર પુસ્તક રચ્યું આ પુસ્તકનું નામ તે જુવાન ઇમામના નામ ઉપરથી "કિવાણુઝ ઝઅકરાન" રાખ્યું.

આ વર્ષો દરમિયાન ખલીફા હારૂન રશીદે ઇમામ શાફઇને સદકાત વસુલ કરનાર ખઝાનચીના ઓહ્દાપર નીમણુંક કરી હતી.

## ભેટ તરીકે મળેલા ચાલીસ હજાર દિરહમો.

બગદાદમાં એમણે જે પુસ્તક રચ્યું, એની નકલો દુંક મુદ્દતમાંજ આસપાસ મોટી સંખ્યામાં ફેલાઈ ગઇ હતી. આલિમો તેને વાંચી ઇમામ શાફઇની વિદ્વતાની ચર્ચા કરતાં દીઠામાં આવતા હતા.

ત્રણ વર્ષ પછી આપ ફરી મદીનહ ભણી રવાના થયા ત્યારે રસ્તામાં હરાન નામના એક શહેરની જામિઅ મસ્જિદમાં નમાઝ પઢવાના ઇરાદાથી ઉતર્યા હતા. જુમ્આનો દહાડો હોવાથી આપ એક હજામની દુકાને હજામત કરાવવા

ગયા હતા. તે હજામે આપની હજુ અર્ધી હજામત નહિ કરી હશે કે કોઇ બીજો શ્રીમંત આવી પહોંચ્યો હતો. તેણે એમની હજામત બંધ કરીને પેલા શ્રીમંતની હજામત કરવા માંડી. હજામની આ અસભ્યતા ભરી રીતથી આપ ઘણા ગુસ્સે થઇ ગયા હતા. ગજવામાંથી થોડા પૈસા કાઢી તેની સામે ફેંકી એમ કહી ચાલતા થયા કે "ભઈ! કોઇ ગરીબ મુસાફરને આમ હલકો ના ગણાતો."

આ પ્રમાણે આપ વાત કરી રહયા હતા કે એક બીજો સદગૃહસ્થ હમામમાંથી બહાર નીકળી આપના હાથને ચુંબન કરી કહયુ કે: આપ ગુસ્સે ના થાઓ. હજામત કરાવી ન્હાઇ ધોઇ મારા ઘેર ચાલો આપે એના કહ્યા મુજબ તે પ્રમાણે કર્યું હતુ. ઘરે પહોંચ્યા પછી આપે એ અજાણ્યા સદગ્રહસ્થને કહ્યું કે: મહેરબાની કરી મને કહેશો કે મારી સાથે તમારી ઓળખાણ કેમ પડી? તેણે ઉત્તર આપતાં કહ્યું કે: તમે તેજ ઇમામ શાફઇ છો ના કે જેની વિદ્વતાની ચર્ચા થઇ રહી છે? તમે બગદાદમાં જે પુસ્તક રચ્યું તે પુસ્તક વાંચનારામાંનો એક હું પણ છું. તમારી મીઠી વાણી, અને આલિમ જેવા દેખાવ પરથી મેં ઓળખી લીધું કે તમેજ ઇમામ શાફજ છો. ઇલ્મ વડે પડેલી ઓળખાણ કરતાં ચઢીઆતી છે.

એ સદગ્રહસ્થે આપને ૪૦૦૦૦ દિરહમો નઝર કરી વિદાય કર્યાં હતા.

આ પાદશાહી નઝર લઇ આપ મદીનહ પહોંચ્યા હતા ત્યાં ફરી ઇમામ માલિકની મુલાકાત કરી હતી. ત્યાં થોડા દહાડા રહી આપ મીસ્ર તરફ કુચ કરી ગયા હતા.

## ઇમામ શાફઇની વફાત.

મીસર પહોંચ્યા પછી એમણે ત્યાં એક મોટો મદરસો ઉઘાડયો હતો તેમાં શિક્ષણ આપવાની સાથે કિતાબો રચવાનું કામ આરંભ્યું હતુ. થોડી મુદતમાં ઉસુલે દીનમાં ૧૪ અને ફરોએ દીનમાં ૧૦૦ કરતાં વધુ પુસ્તકો રચ્યા હતાં.

શિક્ષણ આપવાની રીત ઘણી ઉત્તમ હોવાથી ઘણે દુર દુરથી શિષ્યો મીસર દેશમાં આવવા લાગ્યા હતા. ઇલ્મમાં પ્રવિણ થઇ બીજા દેશોમાં ફેલાઇ જઇ લોકોને ઇલમ શીખવતા થયા હતા ઘણા ફાઝિલ અરબો પણ આપના શિષ્ય થયા હતા. આ મદરસહની સ્થાપના કરવાને થોડાક વર્ષો નહિ ગુઝરવા પામ્યા હતા કે, અફસોસ ઇમામ શાફઇ સ. હી. ૨૦૪ ના માહે રજબમાં વફાત પામ્યા.



# હઝરત ઈમામ અહમદ હંબલ (રહ)

## મઝહબે હંબલીના સંસ્થાપક.

અહલે સુન્નત વલ જમાઅતનો ચોથો પંથ હંબલી છે. તેના સંસ્થાપક હઝરત ઇમામ અહમદ બિન હંબલ છે.

તેઓ બગદાદ શરીફમાં સ. હી. ૧૬૨ માં જન્મયા હતા. નાનપણમાં તેઓએ બગદાદમાં રહીને ઇલ્મ પ્રાપ્ત કર્યો હતો. મોટા થયા ત્યારે ઘણો વખત ખુદાની ઇબાદતમાં ગાળવા લાગ્યા હતા. તેથી લોકો તેમને પર ઝમાર કહીને બોલાવતા. તેઓએ ઇલ્મે હદીસ પુરેપુરો શીખ્યો, એટલુંજ નહિ બલ્કે આશરે ત્રણ લાખ હદીસો મોઢા પર યાદ કરી હતી તેઓએ "મુસનદ" નામની એક કિતાબ બનાવી, જેમાં આશરે ત્રીસ હઝાર હદીસો લખાયલી છે.

ઈમામ અહમદ પોતે એક મહા વિદ્વાન હોવા છતાં તેઓ હઝરત ઇમામ શાફઇ (રહ.) ને માનની નઝરે જોતા હતા અને તેમનાશિષ્ય હોવાને મગરૂરી સમજતા હતા કેટલાક લોકોએ એમનાથી પ્રશ્ન કર્યો કે તમો ઇમામ શાફઈનું અદબ શા માટે કરો છો? એમણે ઉત્તરમાં જણાવ્યું કે જો ઇમામ શાફઇ અમારી વચ્ચે ન હોત તો અમે દરવાઝા સુધી રહી જાત અને ઇલ્મે ફિકહનો દરવાઝો ઉઘડતે નહિ,



# ઈમામ અહમદ હંબલની કરામતો.

## તેમની દુઆ ઘણી જલદી મકબુલ થતી હતી.

કહેવામાં આવે છે કે "બગદાદમાં એક ડોસી રહેતી હતી એક વખત તેણી ઘણી માંદીપડી ગઈ તેના દીકરાએ ઘણા ઓસડ વેસડ પાયાં, પણ તેને કશો ફાયદો થયો નહિ અને ઉલટી તેની તબીઅત વધારે બગડવા લાગી. માની આવી ખરાબ હાલત જોઈ દીકરો ઘણો નાસીપાસ થઇ ગયો. માએ જોયું કે મારો દીકરો મારી માંદગીને લીધે ઘણો ફિકરમંદ છે, તેથી તેની પોતાની પાસે બોલાવીને કહયું: બેટા! ઈમામ અહમદ પાસે જા અને તેમનાથી અરજ કર કે તેઓ ખુદાની દરગાહમાં એવી દુઆ કરે કે મને આરામ થાય. માના કહયા મુજબ તે છોકરો તરત ઇમામ સાહેબની ખિદમતમાં હાજિર થયો અને સઘળી હકીકત કહી દુઆ કરવા માટે ઘણા કાલાવાલા કર્યા. ઇમામ સાહેબે ન્હાત્ર ધોઇ બે રકઅત નમાજ ગુઝારી, તેની મા માટે દુઆં કરી. પાંચેક મિનિટ પછી ફરમાવ્યુ કે: છોકરા! તુ ઘેર જા. ખુદાના હુકમથી તારી મા સાજી થઇ ગઇ હશે. છોકરો ઘર તરફ વળ્યો. ત્યાં જુએ છે તો તેની મા બીલકુલ તંદુરૂસ્ત થઇ ગયલી દેખાતી હતી.

## સ્વપ્નામાં ખુદાનું નુર જોયું.

એક રિવાયતમાં છે કે ઇમામ સાહેબે સ્વપ્નામાં ખુદાનું નુર જોયું હતુ ને તેનાથી શ્રેષ્ઠ બંદગી કઇ? જવાબ મળ્યો

હતો કે કુરઆન શરીફ પઢવું એ ઉત્તમોત્તમ બંદગી છે.

બેશક, ખુદાની નઝદીક બુઝુર્ગ થવા માટે કુઅરાન શરીફ સમજીને પઢવું એ મોટી બંદગી છે. કુરઆન સમજવું અને તેના ફરમાન મુજબ અમલ કરવું. એથી સરસ કામ બીજું શું હોય સકે? જો અર્થ જાણ્યા સિવાય પણ કુરઆન શરીફ પઢવામાં આવે તોએકેક અક્ષરની દસ દસ નેકીઓ મળે છે.

## કુરઆન શરીફ ઉત્પન્ન કરેલું નથી.

એક વખત કુફાના ગવર્નરે આપના એક શત્રુના કહયાથી આપને બગદાદથી કુફામાં પકડી બોલાવ્યા હતા, અને તેમની ઉપર એ માટે દબાણ કર્યું કે "કુરઆન ઉત્પન્ન કરેલું છે" એમ કહો. ઇમામ સાહેબે કુરઆનને ઉત્પન્ન કરેલું કહેવાથી ઇન્કાર કર્યું હતુ. કેમકે કુરઆન કલામે ઇલાહી છે. જેમ ખુદાની જાત અનાદિ તથા કદીમ છે તેમ તેનું કલામ પણ અનાદિ છે ખુદાનું કલામ તો હમેશા કાયમ રહેનારૂં છે જ્યારે ઉત્પન્ન કરેલી ચીઝો નાશ પામનારી છે

ગવર્નરે ઇમામ સાહેબના ઇન્કારથી ખીજવાઇ જઈ તેમને ૧૦૦ ફટકા મારવાની સઝા કરી હતી જ્યારે તેમને ફટકા મારવામાં આવતા હતા ત્યારે એમની ઈઝારની નાડી ખુલી ગઇ હતી. આપના હાથ તો દોરડાથી બાંધેલા હતા. પણ ઈઝાર નીચે પડે તે પહેલાં બે ગયબી હાથો ઝાહિર થયા હતા. તે હાથોએ તેમની ઈઝારની નાડી બાંધી દીધી

હતી. ગવનરે જ્યારે એમની આ કરામત જોઇ ત્યારે તરત એમના હાથ પગ છુટા કરી દઈ ફટકા મારવાનું બંધ કર્યું હતું.

કેટલાક લોકોએ ઇમામ સાહેબને પ્રશ્ન કર્યો કે તમને પજવનારાના હકમા તમે શું કહો છો? એમણે ઉતરમાં કહયું કે મેં મારાદિલથી તેમને માફી આપી છે અને કિયામતના દહાડે. પણ તેમને માફ કરીશ. તેમનાથી કોઇ બદલો લઇશ નહિ.

## મરણ પથારીપર શયતાન સાથે મુકાબલો.

જ્યારે ઇમામ સાહેબ મરણ પથારીપર પડયા હતા ત્યારે આપ પોતાના બંને હાથોથી કાંઇ ઇશારો કરતા દેખાયા હતા. આપના દીકરાએ એમ કરવાનું કારણ પુછ્યું. ત્યારે એમણે કહયું કે બેટા! મારી સામે શયતાન ઉભો છે તે મારૂં ઈમાન છીનવા માગતો હતો, પણ ખુદાની મહેરથી હું તેની ઉપર ગાલિબ રહયો. તેથી તે અફસોસ કરે છે કે હાય! તમે મારા હાથથી સહી સલામત છુટકી ગયા; પણ હુ ઇશારો કરી તેને કહેતો હતો. કે નહિ. હજી નહિ, હમણા પણ જિંદગીની થોડી ઘડીઓ બાકી છે. ખુદા મને તારાથી બચાવે.

## ઈમામ સાહેબની વફાત.

ઈમામ અહમદ હંબલ સ. હી. ૨૪૧ માં બગદાદમાં વફાત પામ્યા હતાં. જયારે આપનો જનાઝો રસ્તામાંથી લઈ

જવામાં આવતો હતો ત્યારે હઝારો પક્ષીઓ આપના જના-ઝહ પર તુટી પડતા દેખાયા હતા. જાણે કે તેઓ પણ આપની વફાત માટે દિલગીરી ઝાહિર કરતા હોય! એમના જનાઝહ પર પક્ષીઓનું તુટી પડવું એ એક મોટી કરામત હતી. આ કરામત જોઇને-હઝારો યહુદીઓ અને આતિશ પરસ્તો ખરા દિલથીં મુસલમાન થઇ ગયા હતા

## ચાર ઇમામોએ બજાવેલી ઇસ્લામની ઉત્તમ સેવા.

ચાર ઇમામોએ શરીઅતના હુકમો વિષે વિગતવાર પુસ્તકો રચીને ખરેખર ઇસ્લામની ઉમદા સેવા બજાવી છે. ચાર ઇમામો જાણે ઇસ્લામની ૪ કોરટો છે એ કોરટોમાં ઇસ્લામના મસઅલા સંબંધી છેવટનો ફડચો કરવામાં આવ્યો છે, જેને દરેક મુસલમાન કાંઇ પણ મતફેર રાખ્યા વગર પોત પોતાના હુંકમને માન્ય રાખી પોતાને તેનો તાબેદાર લેખી, હનફી, શાફઈ, માલિકી અથવા હંબલી કહેવડાવવામાં માન સમજે છે. આજે દુન્યામાંની દરેક મઝકુર ઈમામોની ફિકહ મુજબ મુસલમાનોના અનેક કજીઆનો ફડચો કરવામાં આવે છે. ઇમામો પર ખુદાની રહમત થાઓ.



# કિંમતી સલાહ

## ઇસ્લામની તવારીખ વાર્તા રૂપે વાંચવી હોય તો નીચેની બુકો ખરીદો.

મીસર મુસલમાનોએ કેવી રીતે ફતેહ કર્યું તે જાણવું હોય—સાથે સાથે નોવેલની મઝાહ ચાખવી હોય તો ખરીદો

**અરમાનુસા. ભા. ૧. ૧--૮**

**„ ભા. ૨. ૨--૦**

દમિશ્કમાં ઇસ્લામની કામિયાબી જાણવી હોય તો

**સલમુનિયા ઉર્ફે આફતાબે દમિશ્ક ૧-૦-૦**

**લયલાએ દમિશ્ક ૧-૦-૦**

શુદ્ધ પ્રેમનો ચિતાર જોવો હોય તો હજરત હુશેન (ર) ના વખતની ખરી બનેલી વાર્તા

**અરબી અપ્સરા રૂ. ૧- ૮-૦**

**કયસીના કાવ્ય રૂ. ૦-૧૨-૦**

**રસૂલે ખુદા રૂ. ૦- ૬-૦**

લખો :—ઇન્સાફ ઓફીસ,
ઇસ્લામપુરા મુંબઈ ૪.